ખેલ

# વીરબહાદૂર પદ્માવતી

યાને

## અદ્ભુત જોરનાં ખેલનાં ગાયનો

છપાવી પ્રસિદ્ધ કરનાર

શ્રી દ્વારકા નૌતમ નાટક મંડળી
ના મેનેજર
શેઠ મકનજી જુઠાભાઈ



ભરૂચ—વિક્ટોરીઆ પ્રીંટીંગ પ્રેસમાં
માણેકલાલ એન. નાણાવટીએ છાપી.
સંવત ૧૯૫૬ વૈશાખ  સને ૧૯૦૦ મે



કીમત રૂ૦ ૦-૨-૦



૭૩૩૪

# વીર બહાદુર પદ્માવતી

યાને

## જાદૂઈ જેરનાં ખેલનાં ગાયનો

( ૧ )

નમન કરીએ મહારાજ આજે
નાશ કરોછો અરીનો આપ સુરાજે—નમન.
દયાવાનછો દીન દયાળુ, મહીમાં છો મોટા માયાળુ
વીરસિંહ છે નામ તમારૂં, રૈયતને આપો સુખ સારૂં
સાવંત્ર રહોછો સદા શુભકાજે—નમન.

( ૨ )

આજ સમાજ સૌ શોભે અતિ
સભાજનોનો સંપ જોઇને, પ્રફુલ્લિત થાયે મુજ મતિ—આજ.

( ૨ )

આપ પ્રતાપી પ્રચંડ પતિ; તમ કીર્તિ થઇ છે વિદેશે છતી
આયુષ્ય આપે અધિક આપને, ઇચ્છીએ એવું વિશ્વ પતિ–આ.
કુમારસિંહ શુરવીરના સુતકે, સર્વ કળામાં પ્રવિણ ગતિ
આપું આજ ઇનકામ હું એને, એ જનમાં મેં જોઇ રતિ–આ.

( ૩ )

સૌ સખી ગાઓ મળી આજ ઉમંગે
તન મન ધનથી વારી જઇએ, સૌ મળી સંગે—સા
આનંદ આપે અપાર તમે સૌ, સાર ગુણો આચાર
દયા રૂપી વરસાદની વાદળી વરસાવે મહારાજ
આવો આજ તમે તાલથી ગાઓ, સંગ રહીને રંગ જમાવો
હળીને મળીને હાથ મીલાવો–તનન તોમ–( ૩ )
નાદર દાની તુમદર દાની, તાની અધાની તોમ–( ૩ )
નૃત્ય કરો તમે છક છક છક છક છા–૨
ધાતર કીડાન, તરકીડાન, તરકીડાનધીત્તા
ધાકડ તક, ધીકડ તક ધાના ( ૩ )
આજ માન લઇને મૃદંગે—સૌ.

( ૪ )

શું એ પાપી સુખી થશે કુડું કામ
નફટ નાદાન કરે જારી શું ગુમાન ધરી—શું એ.

( ૩ )

વાત શુણી આવારી, દુ:ખ ઉપજે છે ભારી
ધિ:ક તને નીચ નારી, તુ થઇ વ્યભિચારી—શું એ૦
પાપી પ્રધાન તારો, પ્રાણ લઉં હું હરી
ક્રોધ કરી રોશ ધરી, આવ્યું એનો અંત જઇ–શું એ૦

( ૫ )

જઇએ જલદી, હાં હાંરે જઇએ જલદી
આપને લઇને રૂડી રીતે રે, પૂર્ણ પ્રીતે રે–જઇએ૦
લટકેથી, મટકેથી, ચાલીએ આજ—જઇએ જલદી૦
પ્રાણથી પ્યારા પ્રધાનજી તમે પ્રીતે પધારો આજ
તમ વિણ વ્યાકુલ મુજ બાઇ તેની દૂર કરોને દાઝ
સુખેથી જઇએ ત્યાંજ સલુણી, પૂર્ણ થશે મુજ કાજ
વાહવા, વાહવા, વાહવા, વાહવા, અતિ આનંદિત દિવસ
આજ—જઇએ૦

( ૬ )

આવો આવો અલબેલા આ તનના આધાર
પ્રફુલ્લિત મનમારૂં થયું દિલદાર—આવો.
ચંદ્રસમ તુજ મુખડે પ્યારી, જોઇને ઉપજે આનંદભારી
રીતિ તમારી છે સુખકારી, પ્રીતિની પ્યાસી છે તવ પ્યારી
દર્શન ન દો તો દુ:ખકારી, ધીરજ ધર તું પ્યારી–આવો

( ૭ )

તુ કોમળાંગી, પ્રિય પ્રાણુ પ્યારી, મનહર મારી, સુખદેનારી
આનંદકારી, તું ઉર વસી પ્યારી, ભાન ભુલાવે તુજ ભમરકાળી
ગાલ ગુલાબી છે આંખ અણીઆળી, ઘાવ કરી કરે ઘાયલકારી
નજર બિછાના તેં કામણગારી, લીધો મુજને લપટાવી

( ૮ )

ફટફટ તને ધિક્કાર પાપી થયો અંધ આવાર
કૃત્ય તેં કાળું કરતાં પાપી કર્યો નહિ વિચાર
તુજસમ દુર્જન પળ પણ પૃથ્વીપર કદી નહીં ટકનાર
પ્રાણ લઉં પાપી તારો તને કરૂં પછાડીપાર
દુષ્ટ તને ધિક્કાર, તને ધિક્કાર, તને ધિક્કાર
નફટ નટખટ હઠશઠ દુર થા, શું ઉભો આવાર—ફટફટ

( ૯ )

કર નહિ જારી તું નારી, ખરેખર કરનહિ જારી તું નારી
મતિમંદ થઇ કેમ નારી ખરેખર, કર
હતી તું સારી હવે થઇ વ્યભિચારી,
ભુલીને ભલાઇ તું કરે છે બુરાઇ
દુખીઆરી, આવારી, જારીતું નારી, થઇશ તું જારે વ્યભિચારી

( ૧૦ )

દૂર થાને ઠગારા તું દૂર, થાને-જાને અહીંથી તું-દૂર૦
નીચ કરવા કામ ધરી હૈયે હામ, નહિ રહે આમ કરીને તું કામ
અરે નાદાન બન્યો તું ખ્વાર, તને મારૂં આ તરવાર
કર્યું કામ કેવું કૂર, કૂર, કૂર-દૂર થાને૦

( ૧૧ )

ભાઇ દુઃખ ઉપજે મન મોઝાર, કરૂં ઉચ્ચાર શું આવાર—ભાઇ.
તિક્ષ્ણ તીર સમાન તમારા વચન શુણી આવાર
હાય હાય ઉઠે લ્હાય, અંગમાંહિ મારા અપાર—ભાઇ.
કપટ થયું છે મુજઉપર એ ભાઇ શુણોને સાર
ભાન ભુલીને ભલા ભૂપતિ શાને કરોછો સહાસ
પાછળથી પસ્તાશો પૂર્ણ, કહુંછું નિરધાર—ભાઇ.

( ૧૨ )

જાને ઠગારા છે ધિક્કાર, છે ધિક્કાર તને
સમજાવે શું તુ મને, પસ્તાશો પૂર્ણ તમે
નથી દરકાર અહીં રહેવાની જરી મને—જાને૦
સતી જે મુજ પ્યારી, નષ્ટ એ છે નારી
માતૃ સમાન તારી, નિત્ય કરે છે જારી
બોલ વિચારી તને છોડું છુ હું આ સમયે—જાને

( ૧ )

થાતું દૂર, પાપી ક્રૂર, ઉભો છે શું મુજ કને
ચાલ્યો જાઉં હુ તો આજે હૈયે ધરી હાય વને—જાને-

( ૧૩ )

મનહર મારી, પ્રાણુથી પ્યારી સુન્દરી તું છે મારી
સદા મને સુખ દેનારી ભારી,—મનહર૦
મુખ પુનમ શશી તા'રે ઝરે સુધા શુભ વેણુ
દુર્જનને દુઃખદ સદા, આ ચકોરને સુખ દેણુ
ચકોરી હું તને ચાહી, કર્યો દૂર દુષ્ટ મુજ ભાઈ
આજે સુખ શીતળતા છાઇ- સુન્દરી૦

( ૧૪ )

આનંદ અંગમાં રહ્યો છવાઇ, મુજ મનમાં જાણું
પ્યારા સંગ મોજ માણુ હુ તો મન ગમતી- આનંદ૦
પ્રાણુ પધારી કરી ઉપકારી, નાથ નમન કરૂં આવારી
પ્યારી મારી છો દિલ જાન, નહી કોઇ નારી તુજ સમાન
છો સુજાણુ, મારા પ્રાણુ, ગુણુ નિધાન, કરી વખાણુ
મને શરમાવી આવારી—આનંદ૦

( ૧૫ )

મુખ સુંદર સ્વરૂપ તારૂં, જોઇ મન લલચાય છે મારૂં—સુંદર૦

મારી પ્યારી, કર ન ન્યારી, વારી-વારી હું જાઉં વારી
વાહરે રસીલી, મુજ હૃદયે વસેલી, છબી છબીલી, જોઇ ફંદે ફસેલી
સુખ મલ્યું છે સારૂં સારૂં સારૂં-સારૂં સારૂ—વાહ સુંદર

( ૧૬ )

મન મોહન મુજને મેલી, જાઓ વિચાર કરી
મુજ મન વેલી, અલબેલી રહેવું ધીરજધરી
ચિત્તમાં ન આવે ચેન જરી, પળમાં પાછો આવું ફરી
રાજતણું કરવાને કાજ જાઉં હું જરી
ભલે જાઓ
અહીં આવો, અહી આવો, અહી આવો
આવીને મળો ફરી—મુજ

( ૧૭ )

મિત્ર તારી જુદાઇની મને અતિશય પીડા થઇ તારી
કેમકરૂં ક્યાં જાઉં આ વારી, થઇ મુજ તણી જોડન્યારી
નૃપતિ તણી જે નાર નફટ, મિત્ર કીધો તુજને ખ્વાર ખરે
દેશવટો દેવડાવ્યો એણે, એ શુણીને મુજ મન બળે—મિત્ર
પાપી પ્રધાનને પાર કરૂં, એ અભિમાની શું ગુમાન કરે
કૃત્ય કરી કાઢું તે કુકર્મી, આ અવનીપર કેમ ફરે—મિત્ર

( ૧૮ )

કોપ કીધો મુજપર શું પ્રભુજી નિર્દોષીનો દોષગણી
હાલ એ હાલ મને કરતાં તમે ખ્યાલ કર્યો નહિ મનમાંહિ
સત્યની કરોછો સહાય અસત્યનો કરો નાશ તુમે થઇને અરી
દુઃખ સાગરમાં ડુબ્યોછું આપ અર્જ સુણો દીન દાસ તણી
કલી પ્રબળે સત્ય સુખ નપામે તે સર્જન ધરજો ધ્યાન મહિ
રઘુપતિ રામ સમાન સૃષ્ટીમાં, સૌ સમજો કોઇ આપ્ત નહિ

( ૧૯ )

પ્યારા પાવન કરીને આ તન, તમે હર્ષિત કીધું મુજમન
કામણગારી તુજ આંખછે કાલી, મુજને દીસેછે આજ દિન દિવાળી
ચુંબન લ્યો આ અંગ, તમે હર્ષિત કીધું મુજ મન
વાહ મુજ પ્યારી તમે બોલ્યાં વિચારી, પ્રીતિ રાખજો જારી
એ ચિંતા શીદને ધારી, છે દગો એવી નથી અવિચારી
હું ખાઉં તમ સોગન, તમે હર્ષિત કીધું મુજ મન

( ૨૦ )

ઠાર કરૂં આવાર પાપી નાર છે ધિક્કાર તુજને
કૃત્ય કરનારી તું કાળા, જોઇ ઉઠે જવાળા મુજને—ઠાર.
પ્રાણ પાપી લઉં હું તારો, છોડું નહી કદી આ સમયે
ફિટકાર છે, ફિટકાર છે, ફિટકાર છે, હે નિચ તને—ઠાર.

ભાનભુલ્યો ભ્રાટ હું, નજી તન તણા વિચારને
દીલમાંહિ ધરી દાઝ કાપો, ખ્વાર મેં મુજ બંધુને
ધિક્કાર છે, ધિક્કાર છે, ધિક્કાર છે. હે નિચ તને,—હાર.

( ૨૧ )

થયો અંધ એથી આ ગતિ, મતિ મંદ મારી થઈ ખરી—થયો.
કામ ક્રોધપર કિંચિત નહી. કોઇ દીનપરતો હું ધ્યાન
વાધિ વેરી થઈ મા'રી, તેથી ભુલ્યોહું ભાન
ભૂલાવી ભ્રમિત કર્યો મારી, અવિચારથી આજ દુઃખપામુ અતિ—થયો.
અવિચારી હું આંધળો થઇ, જોબનમાં ભરપૂર
પ્રધાનપણાનો મદ ગ્રહી, કૃત્ય કર્યું મેં ક્રુર.
હવે પસ્તાયે શું થાયે, નક્કી મુજ આજ જીવ જાયે
ભય ભીત દશા થઇ ગયેથી રતિ—થયો.



# અંક બીજો



( ૨૨ )

જગમાં મુજસમ મહીપતિ નહીં
ગતિ પહોંચે નહિ કોઇ અરીની અહીં—જગ.

શત્રુ આવે જો કોઇ સામે, પહોંચાડું તેને સ્વર્ગ ધામે
ઉઠી જાય સદા મુજ ચરણ ગ્રહી—જગ.
સારંગ પૂર છે શહેર સારૂં, વળી અપાર છે દળભારૂં
મુજ પ્રબળ તણો નહીં પાર કંઇ—જગ.

( ૨૩ )

ધિક્કર તને ધિક્કર કુળને તારા, ધિક્કરછે તારી માતને
શુણુ વ્યભિચારી તું થઇ અવિચારી, સમજે નહિ કોઇ વાતને–ધિ.
અધ થઇ દુર્ગંધ તું તારી, ઉડાવે આ જગમાંય
સુગંધ તારી છવાઇ, તેનો તું નાશ કરે પળમાંય
અહીંથી જા–દૂર થા–પાપી આદર્યું પાપ અમાપ તેં-ધિક્કર
સુબુધ્ધ સિંહ જે નામ છે તારૂં, તેપર કરી વિચાર
કુબુધ્ધિ કહેવાશે તુંજ તણી, જો નહિ સમજે આ પાપને–ધિક્કર

( ૨૪ )

જરૂર જોબન જાયે વાત સાચી
રહ્યો રાત દિન મુર્ખ તું મદમાં નાચી–જરૂર
ફુલાયે શું ફાંકડો તું અધર્મ ધારી
ભજે નહિ ભૂધરને તો સૌ વાત કાચી–જરૂર
આવ્યો છે અંત તારો તું અંત ઉપાસી
કર્મ હિંસા કાળની, તુજ પરછે ફાંસી–જરૂર

( २५ )

હઠીલો હઠ છોડીને મુજને મળી લે, આટલી અર્જ તું
ઉરમાં ધરી લે—હઠીલી૦
ખચિત થઈશ તું ખ્વાર, કરેથી મુજ તણુ અપમાન
માટે મનમાં સમજીને, તું દે અધરામૃત પાન
મુજ સમ અતી રતિ પતિથી રૂપાળો, શાણી નમળે કોય
શશીમુખી શુણુ આ સૃષ્ટીમાં તુજ મુજ જોડ ન હોય—હઠીલી૦

( २६ )

થઇ દુઃખી હું આજે ભારી, નથી કોઇ સહાયરે અહીં
સમજી લે શાણી તુ મારૂં રે માની
માનુ નહિ તારૂ જે થાય થવાની,
માને નહી મારૂં તો નિશ્ચય મરવાની
મરવાની બ્હીક નથી મને, શઠ સમજ કહું છું હું તને
પ્યારી કહે શું પુત્રીને, ધિક્કાર તુજ દુર્બુદ્ધિને
ધિક્કાર તું મુજને કરે, આવ્યો છે અંત તારો ખરે
મુજ કર મહીં તું કર ધરે તો આપું સુખ અપાર રે

( २७ )

પ્રભુ મને પાપી દુઃખ દેછે, અવર ન કાંઇ ઉપાય અત્યારે
પુત્રીને પીડે છે—પ્રભુ મને.

દાદ શુણી દિલમાં દયાકરી, આવી ઉગારો અહીં આવારી
કેવી ગતિ થઈછે મારી, કમોતે મારેછે—પ્રભુ
અબળાઉપર આવાજ અધર્મી, કેર કરે કાળો તે કુકર્મી
અંતઆણો એનો અંતર્યામી, શાને સબુરી કરે છે--પ્રભુ

( ૨૮ )

હઠી જાને દૂર અવિચારી અહીંથી
પૃથ્વી પલટે, સાગર છલકે, પણ એ નહીં વાત થનારી-હઠી
અંધ કાં તું થાય, સમજી સાર, મનવિચાર
દુષ્ટ દુઃખ અપાર તું પામીશ કહું આવારી—હઠી
પાપ પૂર્ણ થાય પછી; પળ પણ ન જીવાય
કાય તણો કોમળ જંતું નિશ્ચય જાય નર્ક માંહી—હઠી

( ૨૯ )

નહિ ડરૂં હું પાપી, નાંખ ભલે તું મુજને કાપી--નહિ
નીજ પુત્રીપર નૈયત બગાડી, દુઃખી થશે તે હું કહું આવારી
સુખી નથાય, તુજ સમ વ્યભિચારી
સદા રહીશ તું, નર્ક નિવાસી—નહિ
યમ બંધ જ્યારે આ પડશે, જીવ તારો ચકડોળે ચડશે
ત્યારે તુજને ખબરજ પડશે, આપે ઇશ તને દુઃખ અમાપી—નહિ

( ૩૦ )

કેવી કરણી કરી મે અકારી, આવતી ભારી થઇ દુઃખીઆરી—કેવી
અવિચારી થઇ હું અભિચારી, દુઃખી થાવા સૌ સુખ વિસારી
નિચ કર્મથી ગતિ આ મારી
મુંઢ મતિ થકી કીધી પ્રધાન સંગ યારી—કેવી કરણી

( ૩૧ )

માત તાતની દશા થઇ. બહુ દુઃખકારી
હાય લાગે ન્હાય, કર તું સહાય શ્રી મુરારી—માત
એવા શું અપરાધ કીધાં હશે, એણે તારા ત્રીપુરારી
પ્રાણ લેતાં પળમાં તેં પ્રભુજી, દયા નદિલમાં ધારી—માત
માત તાતના મરણથકી, મને દુઃખ ઉપજેછે અતિ આવારી
નક્કી થયો હું નિરાધારી હવે, ધીરજ રહે નહીં મારી—માત

( ૩૨ )

હાય મન અતિ દુઃખ પામછે જાવું મારે કહીં
ચરર ચિત્ત ચિરાય, હાય કરી વગર વિચાર્યું કામ
નહિં ઠામ ઠરી રહેવાય ગરવું ફરી ફરી—હાય
મુંઢ મતિથી મહા દુઃખ પામી, તજીને મુજ
ઇશ્વર સમ સ્વામી
હવે નવ જડે ઊપાય, પસ્તાવો પૂર્ણ થાય
દીન નાથ કરી કૃપા લેજે ચર્ણ મહીં—હાય

( ૩૩ )

કાયમ રહો કાયમ રહો, કાયમ રહો ઓ-ઓ
ઇસ આલમ મે-ઇસ આલમ મે
તુમપે આલી ખુદાવાલી રખે નજર હરીયાલી—કહેતે
દો દિન દુ:ખી ન હો-કાયમ.
દોઆઈ દે તેં સબ દરબારી, નાચ કરત નવરંગી નારી
આવો પ્યારી, સરગમ સારી-ગાઓ-બજાઓ-રખો હુંશીઆરી
તાલમે પાઉં ધરો—કાયમ

( ૩૪ )

દુ:ખમાં પ્રભુજીનું ધ્યાન ધરૂં છું
બંધુ વિના બહુ દુ:ખી ફરૂં છું-હાય મનમાં આજ
લાગે લાય કરતું સહાય પ્રભુજી અર્જ કરૂ છું
નહી સમજ્યો કાંઇ નારી ચરિત્ર, નજરે કપટ બતાવ્યું વિચિત્ર
ક્રોધ કીધો બંધુપર તુર્ત, બન્યો તે વખતે હું મુર્ખ અમુર્ખ
અધિક અહન થયાં હું ભટકું છું
બંધુ તણી પ્રભુ દેને ખબર તું-ધિકકાર તુજને નારછે
કીધો ખ્વાર, કરી અંધકાર, તેથી ભાન ભુલ્યો હું-દુ:ખમાં

( ૩૫ )

પત્તા મીલા મીલાહે મુજકો પ્યારીકા
અબ પહોંચુ જાદુ જોરસેં વો હોવે જહાં—પત્તા

ાયા હું ખબર નહીં કોઈ સરપર—રહેતાહે દીલપર
રાતો દિન ધ્યાન વો નારીકા—પ્યા

( ૩૬ )

મહારાજ મહીપતિ, દીસે મતિ તમતણી અતિ--મહારાજ
તમ શૂરવીરતાથી સર્વ સૃષ્ટીમાં, ફ-તેહ ધ્વજ ફરકી
શત્રુતણા સંહાર કરેથી, વધીછે વિખ્યાતી
સહાય થજો તમને શ્રી મોરારી, આનંદી અધિપતિ
દીનદયાલ કૃપાળ તમેછો, આશિષ આપીએ અમે અતિ
તમતણી, વિશ્વપતિ, કરો સદા ચઢતી—મહારાજ

( ૩૭ )

ચાલોને હવે ઘેર જઇએ, થઇછે મન મોટીરે
મારૂં નામછે ભાણજીભાઇ, મને મળી કેવી ધોતીરે
ભાણજીભાઈ તમે તો જૂઓ આ કેરી કસબની ટોપીરે
વાહવા શા વખાણ કરૂં, ફાંકડો થઇને શહેરમાં ફરૂં-ફાંકડો
રહે રહે શું મિજાજ કરે એછે ટોપી ખોટીરે—ટોપી
બસ બસ, બક બક બંધ કરો નહિતર મારીશ આ સોટીરે
ચાલોને (૨)

( ૩૮ )

સહાય થાજો ઋષિ સ્વામી, દાસતણા દુઃખવામી
અર્જકરૂં શીશ નામી, દયા કરો દીનજાણી
અકળ કળા ઇશતારી, કળે નહિ કોઇ નરનારી
રૂષી મૂની બ્રહ્મચારી, ગતિ જોતાં જાય હારી
અચળ અવનિપર ઠામ ઠામ સ્થિર અથર
કરૂણા કરમુજપર, દર્શ ઘો વૈકુંઠધામી —સહાય

( ૩૯ )

જો દુનિયામેં હૈઆયા, વો સદા નહિ સુખપાયા
યે એક હૈ મુસાફરખાના, કયા ફકીર ઔર કયા શાહાના
જો તશરીફ ઇસમે લાયા, વો સદા
હમે સુખ ઔર દુઃખકા જોડા, નહીં દુઃખને કીસીકા છોડા
અગર સુખ ભી કીસીપે છાયા, વો સદા.
કંઇ અમીર, ફકીર,-કહેલાતે-વોભી મટ્ટીસેં મીલજાતે
જીસકા ખહોત્ત મીલી જો માયા, વો સદા.



# અંક ત્રીજો



( ૪૦ )

થરરરરે કંપે કાય પ્રભુજી થાઓ સહાય—થરરરર
મન મુંઝાય, જીવ અકળાય, કેમ કરૂં કયાં જવાય—થરરરર
અહીં દીસે છે અંધકાર, ખડખડ ખડખડ ભડભડ તડતડ
ભયકારી આ અવાજ—થરરરર

( ૪૧ )

બેચેનરે-નહી-નથા, તોહે બીન મુજે—બેચેન
જબસે સુનાહે નામ તેરા, તબસેં હેરાન જી મેરા
શહેરો શહેર જંગલ ફીરા, જબી મીલા પત્તા તેરા
આયા તેરે મહેલપર-ઉડાકે લાયા મેંઘધર
શોચ નહીતું દીલપે ધર, સમજ મુજકો જાદુગર
કહેના મેરા અબ તું માન, કહું મેં તુજકો દીલો જાન
નહી કોઇ મુજ સમાન, બાર બાર કહું તુજે—બેચેન,

( ૪૨ )

થાને દૂર થાને દૂર, બદકાર તું, છું લાચાર હું
તેથી તજ ક્રુરતાને ક્રુર

દયા ધરી દીલપર જુલમ તું મુજપર, કર મતી ભારી અવિચારી
કહું કુકર્મિ હું વારંવારી–તારી–ભારી–ખ્વારી,
ફરી એ સત્ય વચન હું કહું
તુજ મુખ જોતાં મુજ અંતરમાં, આગ ઉઠેછે અધિક આવારી
વચન શુણી વિપરીત તુજ પાપી
આજે મનમાં–તનમાં–અહીં અતિ દુઃખ પામું છું–પાનેહુર.

( ૪૩ )

આદમીસા કહાંઅએ, આદમ દિવાના
એતો જાદૂહસે પૂર હમે ફિરાના
બોયા સયદાન હય વાં આદમીકા
જીન ઔર પરીકુંકા હય એ તો થાના
ધરતા હય ન કદમ ત્યાં કોઇ આદમ
નથા લાઝીમ તુજે અબ વાં આના
અબતો બેઝાર તું હોગા દિલોસેં
પાવે-ગા ન યહાંસે ફીર જાના

( ૪૪ )

પ્રભુજી પાયે પડું હું દુઃખીઆરો
અર્જ કરે દીન દાસ તમારો–કેમ થશે છુટકારો
કાળ પાસથી કોઈ છુટે નહિ–લખ્યું લલાટ તે કદી ચૂકે નહિ

પ્રાણું પાપી લેશે એ અમારો–ક્રેમે કરી જો ઉગારો
તો થશે ઉપકાર તમારો–પ્રભુજી•

( ૪૫ )

આરે અલબેલાયે-તોગારૂં મન-ગારૂં મન હરી લીધું રે
કામણ ગારા કાન્તે તો-કામણ કીધું, કામણ કીધું, (૨)-આરે અલ.
શશી સમ સુરત તારી, લાગે મને બહુ એ પ્યારી
તેપર હું જાઉવારી, કાળજું કોરી લીધું રે-આરે અલ•
આશા પૂરજો ઇશમાણી, અર્જ કરૂં છું આવારી
થાઉં હું એની પ્યારી, મનમાં મેં નકકીજ કીધું રે–આરે અલ•

( ૪૬ ).

થયું છે મુજ મન પ્રફુલ્લિત રસીઆ-હાંહાંરે-(૨)
પ્રફુલ્લિત મનથી અર્પું છે આતન-મનમાં તમે વસીઆ
હાંહાંરે મુજ મનમાં તમે વસીઆ-હાંહાંરે રસીઆ-થયું છે
પ્રતિ પ્રસારી મુજને ફસાવી, પ્રેમબંધ કસીઆ-હાંહાંરે પ્યારા
પ્રેમ બંધ હસીઆ-હાંહાંરે
આ શીશના તમે ઇશછો પ્યારા
પળ પણ મુજથી થાઓ ન ન્યારાતો તન રહે સુખીઆ
હાંહાંરે પ્યારા તો તન રહે સુખીઆ-હાંહાંરે રસીઆ

( ૪૭ )

વસી વસી મુજ મનમાં તું તો
ન્હાંહી ઉભી અલબેલી રહી હસીને–વસીવસી
ચંચળ ચતુરા મન હરણી તું, ભાન ભુલો તુજ જોઇ ભ્રમર હું
માટે મળી લે તું પ્યારી મુજને હસીને–વસી વસી

( ૪૮ )

આશ પુરી પ્રભુ મુજ તણી મને પ્રીતે મલ્યા પ્યારારે
પ્યારી પ્રભુજી છે દીન દયાળ, આપ પ્રભુ મારા થયા કૃપાળ
દૂર થઈ દીલ તણી જે જ્વાળ, હવે વરસી આનંદ ધારારે-આશ•
મલ્યું છે સુખ,
દૂર થયું દુઃખ
ત્યારે હવે એક અરજ
શું છે- કહું- ખુશીથી.
રહો રંગે સંગે સદા મુજતણી તમે થાઓ નહી ન્યારા રે-આશ•

( ૪૯ )

દીધુ દુઃખ દૈવ તેં આજ અપાર
છોડાવ્યા ઘરબાર મુજને દયા ન દિલ મોઝાર-દીધું દુઃખ•
જગત્ જનુની માત મારી, સહાય થા મને આભારી
અર્જ ઉર ઉતારી-કર વાર વાર- દીધું૦
તુજ ગતિ અથાગ ભારી, કળે નહી કોઇ નર નારી
ડુબું છું હું દુઃખના સમુદ્રે તાર તાર-દીધું•

( ૫૦ )

કીસ કદર મેં જો કરું પ્યારી તારી-ઝતેરી
અકલ હયેરાન હયે મેરી દેખ સફાઇ તેરી-
આફરીન કહી એ પ્યારી તેરે મુસવ્વર કે-તહીં
જીસને કિસ ખુબીસે તસવીર બનાઇ તેરી-
ક્યા કરું કીસે કહું, કૌન કરેગા આશાન
સખ્ત મુસ્કિલ હયે, મુરે હકમેં જુદાઇ તેરી-

( ૫૧ )

માફ કરો મેં ગુનેહગાર હું, ખત્તા કી હે તુંમરીસે લાચાર હું
ગુકારાન્તો દિન જો રહા મુજકો ધ્યાન,
બુરા કામ કરકે હુવા મેં હેરાંન
આઇ યે અલ્લા હકી આયત સહી, નાપાક કા કોઇ વાલી નહી
અબ ખાકે કસમ મેં ખુદાકી કહું, કીયે મેરી હે બેન મેં ભાઇ હુ
બસ વખ્ત મારો નહિ મુજકુ, તો હરદીન મેં હરવખ્ત હાજર રહું
જો કામ કહો ગે બજા લાઉંગા, ઔર આફ્તકો પલમે ઉડા દેવુંગા

( ૫૨ )

પ્રભુજી મુજને તારે શરણે તું તો લેજે
પાયે પડું હું પ્રભુજી-પ્રભુજી, મુક્તિ દેજે

( ૫૩ )

જાઉં હું આજે મારીને માર ને કરવા પાર અરીને આવાર-જાઉં.
ગર્વ ઉતારૂં ગમારતણો એ રાખું હૈયે હામ—રાખું હૈયેહામ
રાખું હૈયે હામ-ભુલાવીશ બાનૂ-તુને તો નાદાન-નાદાન (૨) જાઉં

( ૫૪ )

રજા આપો પ્રીતે પ્યારા ભાઇ અમને
ડરો નહિ દિલમાં હું કહુંછું તમને—રજા આપો.
શૂરાને સેંજમાં મરવું નાછાજે, મરે રણમાંહિ તે તોરે
ચઢાવી તીર કમાને—રજા આપો.
પળમાં પાપીને હું પકડી લાવું, ધરો એ અર્જમારીરે
આપ ધ્યાને—રજા૦

( ૫૫ )

પધારો પ્રીતે પ્રાણ મારા-પધારો-પધારો-પધારો-પ્રીતે•
ઉપજે આનંદ અંગે આજ; પ્રીતે પધારેથી મહારાજ-મહારાજ (૨)
પાયે પડુ હું પ્રભુજી તમને, ઉપકૃત કીધાં આજે અમને
પ્યારી મળી પ્રીતે પ્રીતમને દયા કીધી દીન દાસ જનોને-પધારો (૧)

( ૫૬ )

વેરીને વધ કરવા આજે જાઉં હું
પ્યારા તમ વિયોગે દુઃખ પામુ હું
શત્રુ હણીને સત્વર પ્રીતે આવું હું
આજ્ઞા આપો તો સાથે સજ્જ થાવુ હું
ક્ષત્રીની નારી નહી ડરનારી-રણમાં રીપુને રોળું આ વારી
અધીરી થા નહી તુ મુજ પ્યારી, વખત વિશેષ વીતેછે નારી
માટે પ્યારી કહુ વિચારી-ધીરજને ધારીને ધ્યાન ધરે પ્રભુનુ તુ.

( ૫૭ )

સત્વર થાઓ શૂરવીરો, સૌ લડવાને તૈયાર
હૈયામાંહે હામધરી સજ કરો તમે તરવાર
શત્રુ કરવા ખ્વાર થાઓ હુશીઆર—સૌ સરદાર
આપ પ્રતાપે અરીતણા શીશ, ઉડાવશું આ વાર
ત્યારે શાંતિજ થાય જ્યારે મુજ મને ઉડેલી ઝાર
નિશ્ચિંત રહો મહારાજ તમે અમે કરશું - જયજયકાર

( ૫૮ )

આવો શૂરવીર આજ લડવાનું છે કાજ
હુકમકરો મહારાજ, તે બજાવી લાવીએ આજ

મારી દિલમાં દાઝ, કુળની શોભા લાજ
ત્વરાથી થઇ તૈયાર, શ્રા સૈન્ય સજ શીરતાજ
ચઢાવો તીર ખેંચી સમશીર, કાપોને શત્રુના શીર
હાથમાંહિ હથિયાર ગ્રહી તમે અરી હઠાવો આજ

( ૫૯ )

મને ધીરજ ધરોરે ભલી બાઇ તમે
શાને શોક કરોરે ભલીબાઇ તમે—મને ધીરજ
પ્રીતેથી પ્યારી, પ્રીતમ મળશે
કરશે કામ પૂર્ણ તે, તોરે આવીને આ સમયે—મને
વિરહની વેદનાથી, બને તું બાવરી
ઘટે નહિ આમ કરવું રે, ભલી બાઇ તને—મને

(૬૦)

મન તારૂં રે હાય મુઝાય અતિ,
તમ વિણુ પતિ મને સુખ નતી—મન૦
હાય (૫) મુજ જીવ જાયે નકી—મન
શોધું હું શીરીતે તમને પિયુજી ( ૩ )
દિલમાં દુઃખ ઉપજે આજ અતિ, પતિ આવો—પતિઆવો(૨)
સ્વામીજી શાણુા શૂરવીર, શાને સુન્દરીને તરશાવો—પતિ આવો
દર્શન દ્યો ને નાથજી કરૂણા કરી કૃપાળ
બાલાથી વિખુટી પડી તેથી મેળ્યા છુટા વાલ—પતિઆવો

( ૬૧ )

આવીને ઉભા અલબેલી, તજ તું ગભરામણુ ઘેલી—આવીને
મુજ મન બહુ મુઝાય—હાય—દુઃખ થાય, તે નહી સે'વાય
તુંજ તન થકી મુજ મન માંહે, શું થયા તે નહીં કહેવાય
કહેવાયતો લાય ઉઠે મનમાંય, મુજ જીવ જરૂર જાય—આવીને

( ૬૨ )

પધારોને પ્રાણુ પતિ જઇએ, પ્રીતે ભોજન જઇકરીએ—પધારો.
મનહર મારા મુજ મનમાં આજે આનંદ નવ સમાય
પ્રાણ પ્યારી પ્રભુ ગંગા ધારી દુઃખ ન આવે કદાય
સુખે સદા સાથમાં રહીએ—પધારો.
સર્વે સોઇ મે સારી કરી છે, ભોજનની લહેજત ન્યારી કરી છે
એમ છે કે !—હાજી—ત્યારે ચાલો—
પધારો—સુખે સદા સાથમાં રહીએ—પધારો.

( ૬૩ )

મહારાજ રાજા ધિરાજ, રહો સુખદાઇ
આશિષ આપીએ આવારી, અતિ આયુષ્ય પામે પતિ પ્યારી
શાન્તિ, શાન્તિ આજે જણાઇ—મહારાજ
સુન્દરી સારી મળી આવારી, સહાય થયા તમને શ્રી મોરારી
જામીછે કીર્તિ થયા મહીપતિ
આનન્દ અંગમાં આજ અતિ—મહારાજ

સમાપ્ત.

॥ શ્રી ગણેશાયનમઃ ॥



## નમ્ર વિનંતિ

આ ખેલની સર્વમાલિકી અમારીજ છે, માટે કોઇએ પણ અમારી પરવાનગી સિવાય છપાવવો અગર ભજવવો નહી એવી અમારી ખાસ ભલામણ છે.

આ ખેલના ગાયનો તથા શ્રી દ્વારકાં નાટક મંડળીથી ભજવાતા અન્ય ખેલોના જે ગાયનોની ચોપડીઓ અમારી પાસે શીલીકમાં હશે તે દ્વારકાં ( કાઠીઆવાડ ) માંથી શેઠ મકનજી જુઠાભાઇની વખારેથી, અગર આ નાટક મંડળીનો જ્યાં મુકામ હશે ત્યાંથી રોકડી કીંમતે મળશે.

શેઠ મકનજી જુઠાભાઇ

શ્રી દ્વારકાં નૈ. ના. કં. ના મેનેજર.